પ્રભુ!  પ્રભુ!!



# આ ધમાલ શેની છે?

# ભાઈલાલની ભંજગડેની.

દોહરો.

શું સટ્ટો શું બ્રાન્ડીયો, શું ગાંજો શું પ્યાર,
વાંચે જે કોઈ વીરલો, કરે વખાણુ હદપાળ.

પ્રકાશકઃ -

ભાઈલાલ દેશાઈભાઈ પટેલ નિવાસી કરમસદ
હાલ મુકામ ગોપીપુરા લીમડીચૌટું—સુરત.

"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં મુળચંદ કીસનદાસ
કાપડીયાએ છાપ્યું. ખપાટીયા ચકલા—સુરત.

આવૃત્તિ ૧ લી પ્રત. ૪૦૦૦
સંવત ૧૯૭૬ ઇ. સ. ૧૯૨૦

કીંમત દોઢ આનો.

વાંચો વંચાવો. અને લાભ લ્યો.

## વહેલા તે પહેલા

# ચંપાની કળી.

મહેરબાન સાહેબો, આ અમારી નાની ચોપડી નામે ચંપાની કળી ફક્ત એકજ વખત વાંચવા ભલામણ છે.

ફક્ત જેમ બને તેમ જલદી બે આનાની ટીકીટ બીડી મંગાવી લેવા ખાસ વિનંતી છે.

કમર કસી તૈયાર રહેશો, બહાર ગામ ખાતે ચોપડી વેચનારા એજંટો જોઇએ છીએ, અથવા તો નોકરની પણ જરૂર છે. ઉમેદવારે જાતે મલવું અગર તો નીચે મુજબ પત્ર લખવો. પગાર લાયકાત મુજબ આપીશું.

ભાઈલાલ દેશાઈભાઈ પટેલ.

ગોપીપુરા–લીમડીકુઇ,

સુરત.

# શું ! તમેજ શોખીના છો કે શું !

## ગઝલ

મેં ઘરમાં બેગીને પૂછ્યું આજે જાવું છે નાટકમાં,
ટીકીટ લીધી છે ઓરચેષ્ટાની કેમ આવી શકે તું સાથમાં.
કોટ પાટલુન ને કોલર સાથે હું પોઝીશનથી ચાલીશ,
ફેન્સી સાડી પોલકા સાથે દાગીના તુજને આપીશ.
ખેલમાં ખુબસુરત બલા છે સીનેરી તેની સારી,
દેશી કંમ્પનિના એક્ટરોની શું ખુબીની બલીહારી.
પંકાતી ઇન્ડીઆમાં બંદરે મુંબઇમાં મશહુર મોટું,
ત્રીજી બ્રાંચ બરોડે મહાલે સુરતમાં નંમ્બર છેટું
આ પ્રમાણે દેશી કંમ્પની આજે અહીં પધારી છે,
ટીકીટ રીઝર્વ મેં જલદી લીધી એ કંમ્પની બહું સારી છે.
મેં જોયું મેં દીઠું એવું ઓડીયન્સ ઘણું ભરાય છે,
દીઠું તે ડાઇરેક્ટર જાણી તુરત રીઝર્વ કરાવે છે.
બીજામાં બે જલદી વાગે સ્ટેન્ડર્ડ ટાઇમ પુરો કરે,
દેશરૂપી નિશાન ફરકાવ્યું કેમ કામ કમાલ ન કરે.
પ્રિયા ચુકો શું લેવા લાવો સ્વર્ગ સમાન સપના જ બે,
આતુર છે આ દીલડું મારૂં આજ રાતના નવ વાગે.
કેમ પ્રિયા શો વિચાર કીધો ચુકશો શું લેવા લાવો,
ખટાશો પાછળથી મોટું મેવો મીઠો છે આવો.

જન્મ જનેતા કુખે આવ્યા રત્ન આવ્યાં જોતાં હરીયાં,
કંપનીમાં પ્રખ્યાતી કીધી કર્યાં કર્મ તે તો ફરીયાં.
અખા જન અરબડીઆ ખાતાં સુણી નામ દીવાના થાય,
આ બલીહારી જોવા માટે પ્રભુ ભજન એ પ્રિતે ગાય.
વાંઝીયાને જો પુત્ર મળે તો અંધાને આંખો આવે,
પ્રભુ પ્રભુ આ નાટકરૂપી સ્વર્ગ જોવાને તે આવે.
ઘણા શોખથી તુજને કહું છું હું બજારે જાઉં છું,
સોનાના દાગીના સાથે ફેન્સી ડ્રેસ અહીં લાવું છું.
સતિ પતિ આલીંગ બની છે સુણી લીધાં પતિ વચનો,
દીવાનો સમજાવે સારૂં લખ્યાં બાછલાલનાં વચનો.



## સતિ સ્વામીને બોધ કરે છે.

ગઝલ

પુછો પંડિતને જઇ પોથીમાં લખ્યા લેખ શું છે કેવા,
રોજ ઉઠીને બહાર ભટકવું લખ્યા લેખ શું છે એવા.
સાહુકારોની સોબત છોડી દોસ્ત બનાવ્યા મોજીલા,
નાટક ચાટક કવાં સારાં લખ્યા લેખ શું છે એવા.
આજે અહીંના કાલે તહીંના એજ ધંધો ચલાવ્યો છે,
ચોવાનું છોડીને ભમવું લખ્યા લેખ શું છે એવા.

પુન્ય પરમાર્થ છોડી દઇ લક્ષ્મીને લૂંટાવો છો,
ધનતના બે હાથ કરવાને લખ્યા લેખ શું છે એવા.
હસી કરી ઉડાવો અમને કંથ કહ્યું માનો મારૂં,
ઘરાને દુઃખી કરવાને લખ્યા લેખ શું છે એવા.
પૈસા વીના પશુ સમ જાણો જીવ્યું વૃથા ગુમાવો છો,
આ પૈસાનું પાણી કરવા લખ્યા લેખ શું છે એવા.
ધરમ બતાવે ધોરણ મોટું પિયુ પાછળ પડશો તેની,
આવાં બુરાં કામ કરવાને લખ્યા લેખ શું છે એવા,
આ સારૂં આ ખોટું કરતા ફરવા રોજ બબડો રાખી,
રોજ ખીસાને ખાલી કરવાં લખ્યા લેખ શું છે એવા.
બુટ કોલર ને બ્રાન્ડી વગર સ્વામી શું પડે નહિ ચેન,
ખાલી ઠાઠ બતાવી ફરવું લખ્યા લેખ શું છે એવા.
લક્ષાધીને લડકો આવ્યો લાડ કરે ઘરમાં બારે,
આ પ્રમાણે થનથન કરવા લખ્યા લેખ શું છે એવા.
પૈસા પૂરે દીકરી વેચી સટો કરવો બીડી હામ,
કરમ કરાવે કાળું મોઢું લખ્યા લેખ શું છે એવા.
ગરીબડા ગોથાં ખાએ છે ધક્કા મારે છે વીરા,
જેન્ટલમેનોને કહેવું નહિ એ લખ્યા લેખ શું છે એવા.
પાંચ પચીસ કે પચાસ વર્ષમાં આ આયુષ્ય જાશે તૂટી,
બાપદાદા પૂછે ભગાભાઇને લખ્યા લેખ શું છે એવા.



# સરાબી શંકરભાઇ.

## ગઝલ

સરાબ પીતાં શંકરભાઇ જોવા પીઠામાં પધાર્યાં છે,
શું ચક્કરમાં ચઢે હોંસથી તે સઘળું દર્શાવ્યા છે.
બોટલ બેની હદ બતાવી ગ્લાસ ભરી ગટકાવ્યા છે,
નીશાથી ચકચુર બનીને શું રંગમાં આવ્યા છે.
બૈરી ઘરમાં વાટ જુએ છે ક્યારે આવશે પ્રાણઆધાર,
સેલ કરવાને ભાઇ પધાર્યા સુખે ભજશો શ્રી ગોપાળ.
શંકરભાઇ પીઠેથી ચાલ્યા રસ્તામાં અરબડીયાં ખાય.
એક માટીડો સામો આવ્યો તાડી પી ચકલાની માંય.
તાડી વાળે દમ બતાવ્યો સરાબી ઝોલાં શું ખાય,
ધાંધલ કીધું રસ્તા વચ્ચે લોક જોવા સૌ આવ્યા ત્યાંય.
બંન્ને જણા ત્યાંથી ચાલ્યા વાદ કરે એક બીજાથી,
નીસામાં અરબડયાં ખાતાં શું ઉચારે મુખમાંથી;
સરાબીએ શોક બતાવ્યો જાવું છે રંડીને ઘેર,
પાંચ પચીસ કુરબાન કરીને શોખ માણશું આણી વેર.
જા પાછો પાસેથી મારી નથી સાથમાં તારૂં કામ,
લોકો સઘળા જુએ તમાસા શું કરવાને બીડે હામ.
તાડીખાંએ સોગન લીધા કે આવું સાથે તારી,
ધીક જીવ્યું જણાશે જગમાં લોક કરશે હાંસીખારી.

શરાબીએ માર કહીને તમાચ મારી તાણીને.
વીર પુરૂષ આ લાડીઆને શું કહીએ બાઇ જાણીને.
લપ ઝપી બંન્ને લાગ્યા ગટરમાં ગબડાયા છે,
પોલીસ આવી પાસે ઉભા તે દ્રષ્ટે મેં ભાળ્યા છે.
વાડીખાંબાઇ છટકી ચાલ્યા સરાબી સપડાયા છે,
માર મારે છે સીટીવાળા કહો કરવા શું ધારે છે.
સરાબીએ હમ બતલાયા ખોડ કહું છું હું તુજને,
પાંચ પંદરની રોજી ખોસે શું હેરાન કરે મુજને,
સીટી વાળો સમજ્યો સારૂં બાજુમાં બોલાવે છે,
આંખોથી ઇસારો આપી રૂપીયા પાંચ પડાવે છે.
સરાબી આગળમાં ચાલ્યાં ગાડી એક મંગાવે છે,
હાથે પકડી લીધી બાળા ગાડી પુર ચલાવે છે.
નીસામાં ચકચુર બનેલા સરાબી કરે શું કામ,
બાઇલાલ લખવું બંધ કરે છે હવે નથી એ મારૂં કામ.



## અંજેરી ગપ્પાભાઇ.

### ગઝલ

ગાંજામાં ગમાભાઇ જાગ્યા ચલમ બનાવી પુરી તૈયાર,
શીવ ભોળાનું નામ લઇને લખી રહયો છું આણીપોર.
ગાંજો પીને ગાવા લગ્યા ધ્યાન ડગ્યું કુંવારો છું.
ખીસા ખાલી રહે છે મારા પરણો ક્યારે થવાનો છું.

ઇજત, મારી માટી આમે વિમાનું દુઃખ ભારે છે,
છુપો ગાંજો ઘરમાં પીતા અચરજ ત્યાં એક બાજ છે.
ઝરૂખો સામે છે સુંદર બાળા બાર વરસની ખડી,
ગંજેરીએ ધ્યાન દઇને દ્રષ્ટી સામે રાખી ઠરી.
ભાન ગંજેરી ભુલ્યા ભારે વિચાર થયે બોલવું અહીં,
પ્રીત લગાડી પ્યારી સાથે મેજ ઉડાવવી ભારી સહી.
નોકરીથી નવરાસ મળે નહિ આપો દી ઘરમાં અડવું,
આ પ્રમાણે કાર્ય આવ્યું કહો અમારે શું કરવું.
અબળાના શા વિચાર ઉપજ્યા તે દીલથી સમજાતું નથી,
ચટપટી લાગી જે ચીતમાં ઘરમાં રહેવું ગમતું નથી.
ઘડી ઘડી ઝરૂખે બાળે અબળા ઘર ઉઘાડું છે.
આંખ મીચીને જોવું મળે એમ કરવું તે ધાર્યું છે.
આ વિચાર ગંજેરીનો છે પિયા ફેશન બતાવે છે,
ફેન્સી સાડી પોશાક સાથે ડ્રેસ ઉભી સજાવે છે.
હેંન્ડ કર ચીકને હાથમાં રાખી છત્રી કરમાં લીધી વળી,
સ્ટોકીંગ સાથે બુટ ચઢાવી ચશ્માં આંખે લીધાં ધરી.
ફેશનમાં અબળા આ ચાલી રોડ લીધો મોટા મંદિર,
ગંજેરીએ કેડો લીધો વાત કરૂં જઇને મંદિર.
સીટીનો સીટકારો કરીને અબળાને અટકાવી છે,
ખીસ્સામાંથી નોટ બતાવી તુરત ત્યાં લલચાવી છે.

ખંભાતા સાહેબજી અભી બારે અલબેલો મનમાં વસીયો,
પણ લખ્યાં પહોંચાડું આજે ધીરજ ધરે મનમાં રહીયો.
પણ બતાવે બાગ બીજામાં ગંજેરી વાંચે, છે ખાસ,
વિચાર કરે બાઇલાલ અહીં પોતે વાંચો શું લખ્યું છે ખાસ,



## સટાબાજી ભગાભાઇ.

### ગઝલ

જુઓ ભગાભાઇ ભસવા બેઠા માત પીતાને શું કહે છે.
પરદેશમાં જાવું છે કમાવા શા માટે રોકે તું છે.
છોડ છોડોને માતા મારી પીતાજીને કરૂં પ્રણામ,
પગ પકડીને નાંખું કુવામાં ધાર્યું કરૂં હું મારૂં કામ.
છે મીલકત પીતાજીની જે કરૂં સઘળી હું મારે હાથ,
સટાનો સોદો કરવાને જાઉં નહિ હું ખાલી હાથ.
બાબર બાઇએ સટામાંથી બાર હજાર લીધા મારી,
મથુરબાઇએ સટામાંથી સીત્તેર હજાર લીધા તારી.
સોમાબાઇએ સેંકડો લીધા સટે ચઢીને લેર કરે,
ચતુરબાઇ તો ચાર રૂપીઆમાં ઘેર બેઠાં ગુજરાન કરે.
શું સટો શું સટો આજે સટો ઘણો મુંબઇમાં થાય,
કાલબાનો બજાર જોવાને દીલ મારૂં કહું છે લલચાય.

પાંચ લાખની મિલકત મારી સટ્ટાથી નહિ ડરવાનો.
ઘરની પ્રિયાથી રજા લઇને આજ સટ્ટે હું ચઢવાનો,
માતા મનથી તો સમજી શું પુત્ર ચઢ્યો છે ચગડોળે.
સમજાવ્યો સમજે નહિ મારો હાથ હરી હું તારે ખોળે.
ભગાભાઇ ઘરમાં આવીને પ્રિયાને કહેવા લાગ્યા,
સટ્ટો કરવા જાવું છે મારે આપ રજા લેવા આવ્યા.
માતપીતાને નાંખ્યાં મારી આંખો, હું પાસે તારી,
મોજ કરીશું હવે આપણે સટ્ટામાં ગુલતાન કરી.
થરથર કંપી કહે પ્રેમદા જુલમ કર્યો શો તમે પતી,
ઊંધી મતી સમજાવી કોણે આવી પડયા છો દુ:ખમાં અતી.
નાથ ન જાવા દઉં હું તમને છે મિલકત જે બારે દામ,
નવ ખૂટે ખાધેથી પ્યારા હોય નહિ જો રળવા હામ.
ઘેર બેઠાં ગુલતાન કરીશું સટ્ટે હું નહિ ચઢવા દઉં,
સટ્ટાનું મોં કાળું સમજી અરે કેમ હું ચઢવા દઉં.
ભગાભાઇએ ભાવચુ કીધું અપશુકન આપો છો શું,
મુરતમાં સટ્ટો છે ધાર્યો કેમ ના પાડો છો શું.
છે દીલમાં ધાર્યું જે મારૂં કરવાનો ધરીને હામ,
નહિ પાછો પડવાનો પ્યારી ચલાવો ડહાપણ શું આમ.
સ્ત્રીની બુદ્ધિ તુચ્છ ગણીને ભગાભાઇ આગળ ચાલ્યા,
શેર બજારે સોદા કરવા રૂપીયા ખીસામાં ઘાલ્યા.

ભાવ જુએ છે ભારી ભારી સોદો કરવો છે સારો,
દ્રવ્યને પડખામાં રાખી શેર લીધો છે એક સારો.
પેલા શેરના પાંચ હજાર નફો આપી સો માગે છે,
ભાગ્યમાં બગલાબા પોતે હવા ચકરે નાંખે છે.
રોજરોજના ભાવ વધે છે બીજા બાર સામટા લીધા,
વેચી કપડાં પૈસા કરતાં બે લાખ સામટા દીધા.
નુકશાન જોઈ બગાભાઈ ભડકયા હીમત રાખી છે સારી,
પાંચ લાખનું પાણી કરીઉ આ શું બુદ્ધિની બલીહારી.
બગાભાઈએ વહાલ બતાવ્યું પ્યારીથી શું વદે વચન,
પુત્રી કેસર વિક્રય કરવી કરો વિચાર ધરીને મન.
અફસોસ કરી અબળા શું કે છે નાથ મતી કયાં ગઈ છે બળી,
ધીક ઈજ્જતું જણાવી જગમાં કયાં નર્કમાં જાઓ છો રળી.
એીદઠ રૂગજી પોતે ચાલ્યા ચકરમભાઈ પાસે આવ્યા,
પ્યારી પુત્રી કેસર મારી વિક્રય કરવી કહેવા લાગ્યા.
એજન્ટ ચકરમ ભાઈ છે મોટે નામે પ્રખ્યાતી છે ઘણી,
કન્યા વિક્રય કામ કરવામાં નહિ કરતા પાછી પાની.
શિકાર આવેલો સારો સમજી બગાને કહેવા લાગ્યા
પુત્રી તારી ગુણીયલ સારી દામ મળશે કહું મોં માગ્યા.
બગાભાઈ–સાત હજારે સોંપી દેવી બાળા બહાદુર મારે ઘેર,
કોઈ ધનાઢ્ય પકડી લાવો આપું દ્યાલી પુરી પેર.

એક બેરીસ્ટર, એંજીનેર જાતનો પૈસો પુષ્કળ લેઈ પરણ્યો,
નાજુક નખરારી સેવાને હિસાબ કરે નહિ પૈસા તણો.
ચાહરમભાઈએ લાગું કીધું દલાલી પુરતી લેવી,
વર અને કન્યા મળે પણ કેમ અમારે મૂકી દેવી.
દલાલીમાં દે ૯ હજારની ફેસ લઈને ઊઠે છે,
બેરીસ્ટર બગાભાઈ સાથે શું આનંદથી ભૂકે છે.
હું સગો તું સસરો મારો કન્યા તારી મારે ઘેર,
આનંદ મંગળ ગાશે ગીતો શોખ માણીશું આણી લેર.
આ બગાભાઈ અહીંયાં અટક્યા પ્રિયા રૂદન કરવા લાગી,
પ્યારી પુત્રી કેસર આવી માને શું પૂછવા લાગી.
કેમ રૂઓ છો માતા મારી શું દુઃખ આવ્યું છે આજે,
જો બતાવો નહિ મુજને તો પ્રાણ તજીશ હું તે કાજે.
માતા પુત્રીને શું કહે છે પિતા અભાગી કરમે તારા,
વિક્રયનો વિચાર કરવાથી ઊડી હૃદયે અગ્નિ જ્વાળા.
મેં સમજાવ્યો પીતા તારો કંથ કહ્યું માને નહિ જરા,
તરછોડી ને મુજને આલ્યા લીલામ કરશે તુજને બાળા.
બીલકુલ પાંચ લાખની જે મોટી સગાઈની સટાપો છે,
હવે ખજાનો પુત્રી જાણી અંધ બની લલચાયા છે.
ઓ વાલી ઓ કેસર મારી રૂદન કરું કરમે તારા,
ધીક જીવ્યું જણાશે જગમાં લોક જોશે નખરા તારા,

કેહીક જોરૂ રોવા લાગી દુઃખ માની લાજમે છે,
પ્રભુ પ્રભુ ઓ પ્રભુ પ્યારા એમ મુખથી ઉચ્ચારે છે.
હાથ જોડીને અબળા અહીંયાં રૂદન કરી કહેવા લાગી,
ઓ પીતા ઓ પીતા પ્યારા મતી આપની કયાં નાઠી.
કેસરને અહીં કષ્ટ પડયું છે કોણ મદદ આવીને કરે,
પાછલી રાતના ચાર વાગ્યાનો બાઇહાલ લખવા હીંમત કરે.

## જુવાનીમાં દીવાના મત બનો ?

### કવાલી

જુવાની તું ખરે અમને દીવાના તો બનાવે છે,
કંલકીત નામમાં નાખી અમોને શું ભમાવે છે,
ભુલાવીને ભમાવે છે અને અંતે રડાવે છે,
દગાના ચક્કરે નાખી અમોને શું સતાવે છે,
બતાવે આંખથી સારૂં લગાડે પ્રાણથી પ્યારૂં,
અને રીઝલ્ટ આખરમાં નીરાસાનું બતાવે છે,
શીખાવે પાઠ ખોટાનો પ્રવીણ તેમાં બનાવે છે,
ચઢાવીને પછાડે છે અને આખર રડાવે છે.
અરે તુજ ગુણની ગજલો પ્રગટ આ મેં કીધી આજે,
રહી જો વીશ્વને વળગી ચખાડયો સ્વાદ તેં આજે,
અમો પણ ભાન ભુલીને કહું પછળ પડયા તારી,
અરે સુખ સ્વર્ગનું જાણી અમે દુઃખી થયા ભારી,
જુવાની કેહનો નીચો બનાવે મગજને મેલું,
પમાડે આબથી મેહ કરાવે કામ શું મેલું,

ચખ્યો નામનો [illegible] ચૂમ્યા [illegible] મૂર્તિઓના.
ચખાવીને ચખાડ્યો છે રસો જે સ્વાદ દુનિયાનો,
જુવાની જોસમાં ચાલે મઝા શું રંગમાં માને,
લગાડે ડાઘ જે ખોટો પડે ધુળ ફંદને ખાને,
જુવાનીમાં બનો ઘેલા વૃદ્ધાપણમાં નથી સેલા,
વીત્યું જે દુઃખ બહુ હાલે ખરે રસ્તા નથી સેલા,
છુપાવીને કીધા જાહેર જાણ્યા જે ગુણ મેં તારા,
નચાવે દ્રુષ્ટિને વળગી નયનની સામને ન્યારા,
જુવાની થઇ નથી થાશે વદે વીરલા જમાનામાં.
ભરે અધા સમે પગલાં સમજ શો આ જમાનામાં,
જુવાની ઝાંઝવાનું જળ કરે આકાશ ફુળ આશા,
જુવાનીના મદે ડોલી અધર કીલા રચે ખાસા,
જુવાનીમાં લખ્યું મારૂં હૃદયને લાગરી પ્યારૂં,
વદે બાપલાલ અંતરથી સાચવશો આ લખ્યું મારૂં,



## તાજ વિનાનો રાજ તિલક.

અરે આ દેશનો પ્યારો હતો જે વીરભો ડાહ્યો,
ગયો આ દેશને ત્યાગી હતો જે વીરભો ડાહ્યો,
સહન સંકટ ઘણાં કીધાં સુખો સ્વપ્ને નહિ દીઠાં,
કર્યાં આ દેશનાં કામો હતો જે વીરભો ડાહ્યો,
ફર્યો બહુ દેશ છે ભારી પુરાતન જે બતાવ્યું છે,
પ્રજાને પ્રિય કરનારો હતો જે વીરભો ડાહ્યો,

[illegible] નામનો ડંકો ભુજાથી બા.
ગયો છે સ્વર્ગનો સાથી હતો જે વીરલો.
ગયું આ રત્ન જે વારે પડું નહિ ચેન તે વાર,
પરાયું શ્રેય કરનારો હતો જે વીરલો ડાહ્યો,
જેલો ને મેલ જાણીને વસેલો મોજથી પોતે,
બતાવ્યું શું લખી આજે હતો જે વીરલો ડાહ્યો,
દેવોએ કોપ શો કીધો જુલમ આ દેશમાં દીધો,
રંઝાતા તાજને છોડયું હતો જે વીરલો ડાહ્યો,
વીયોગી તાજનો માલીક દેવી ઉત્તમ થશે ક્યારે,
શુરાને સોડમાં લીધો હતો જે વીરલો ડાહ્યો,
પ્રભુ આ તાજનો માલીક તોફાને ક્યાં ચઢાવ્યો છે,
મૂક્યા અફસોસમાં અમને હતો જે વીરલો ડાહ્યો,
ચખાડયો સ્વાદ સત્યોનો અમોને યાદ આવે છે,
ગાંધીનો સંગ કરનારો હતો જે વિરલો ડાહ્યો,
સીટી મુંબઈ તણી બારે દરીયાની લેર ત્યાં આવે,
સુતા ચોપાટીને આજે હતો જે વીરલો ડાહ્યો,
છબી આ [illegible] તેની નીહાળું હર ઘડી આજે,
દેવીનું દુઃખ હરનારો હતો જે વીરલો ડાહ્યો,
અરે આ દેશ વીરોથી ભજે ભગવાનને ભારી,
હજારો વીરલા જાગો વિનંતી એજ છે મારી,
ગયા સ્વર્ગે મૂકી બાળે દેવી રહેજો 'કહૂં' પાકે,
સેવક ભાઈલાલ બતાવે છે હતો જે વિરલો ડાહ્યો

## ..વાંજીનો સંદેશો

### .ભીન, સ્વધર્માભિમાન વગરનું

### જીવ[illegible]યું છે.

.ધ પ્રજાના સંસર્ગથી અને વિલાયતી બનાવટનો મા
આપણે જેમ જેમ વાપરતા થયા તેમ તેમ આપણે ધર્મ
અને કર્મભ્રષ્ટ થયા આપણું સ્વઆત્મ, સ્વધર્મ અને સ્વ-
દેશાભિમાન નષ્ટ થયું. જ્યાં ત્યાં આપણો અવાજ
નગારામાં તતુડીના જેવો સંભળાય છે. આ
શરમાવનારી દશામાંથી મુક્ત થઈ

**સ્વતંત્રતા મેળવવા માટે**

આપણે જેમ બને તેમ નહી પરંતુ ખરા હૃદયથી જરા તરા
સારી નરસી વસ્તુઓ હોય તો પણ આપણાજ દેશમાં
બનેલી વસ્તુઓ વાપરવી જોઈએ

**ત્યારે સ્વદેસી સુગંધ સાહિત્ય કયાંથી ખરીદશો ?**

દરેક જાતના, તેલો, અત્તરો, કેશર, કસ્તુરી, અંબર, બરાશ, જનોઈ, માળા, કંઠી, ધુપ, કેવડી કાથો, દરેક જાતની અગરબત્તી, સોના ચાંદીના સાચા વરખ, ધુપેલ તથા કપડામાં મુકવાના વાના, સુરત વિલાસ કંકુની ડબીઓ અને ચોખ્ખા ધુપેલ તેલના વેપારી.

**સરૈયા બ્રધર્સ જૈની બરાનપુરી ભાગોળ–સુરત**